નવિન, શ્રી, રશીક, સુંદર, નવિન

# નર્મદાજીનો ગરબો.

તથા.

## નર્મદાજીની આરતી, અને નર્મદાષ્ટક,

રચનાર

ઠક્કર. નરભેરામ રણછોડદાસ શીગામવાળા,

હાલ મુકામ વડોદરા,

છપાવી, પ્રસિદ્ધ, કરનાર,

ઠક્કર. ત્રીભોવન નરભેરામ, બુકસેલર,

ખંડેરાવ માર્કીટ, વડોદરા.

દોહરો.

નિર્મળ માતા નર્મદા, સમરૂં તહારૂં નામ,
શર્ણે માજી આવીયો, ઠક્કર, નરભેરામ,

પ્રથમ આવૃત્તિ સને ૧૯૧૨ પ્રત ૩૦૦૦

કીંમત એક આનો.



શ્રી, રશીક, સુંદર,

# નર્મદાજીનો ગરબો.

## સ્તુતિ.

નમું મા રેવા, કરૂં ત્હારી સેવા, કલજુગમાંહી તું સાચી
રહી ખ્યાત વ્યાપી, દારીદ્ર દે કાપી, તુજ પાશે માગુ યાચી,
ભે બહુ મુજને, કહુ શું હું તુજને, કાળથકી જાઉ કાંપી,
રાખ્ય શર્ણ માં, તુજ ચર્ણમાં દુશ્મનને તુ દે ચાંપી,
મન ભમે મ્હારૂ, તુને સંભારૂં, જાણ્યો દીન દયા લાવી,
રહ્યો તુજ આશે, હું વિશ્વાસે, મ્હેર કરો મુજને આવી,
નથી કાંઇ જ્ઞાની, ને વળી ધ્યાની, જેવાતેવા ગુણ ગાઉં,
છોડી ન દેશો, શર્ણમાં લેશો, દુઃખ દરીયે ડુબકાં ખાઉં,
ડર બતલાવે, વળી સતાવે, યમતણા કીંકર ભારી,
દાસ જાણીને, દયા આણીને, લે મા ઠક્કર, ઉગારી,

## ગરબો.

પાવાતે ગઢથી ઉતર્યા, મા, કાળીરે, ( એ રાગ,
છે ચાંદોદ રૂડુ ગામ,        રેવા માજીરે.
મા વશીયાં કરી મુકામ,        કહુછું ગાજીરે.
આવે ચૈતર રૂડો માસ,        રેવા માજીરે.
સુદ પુનમે પુરે આશ,        કહુછું ગાજીરે.
આવે દેશો દેશના લોક,        રેવા માજીરે.
બહુ મેળો ભરાયે અથોક,        કહુછું ગાજીરે.
પ્રેમે તુજ જળમાં ન્હાય,        રેવા માજીરે.
તેનાં પાપ સમૂળાં જાય,        કહુછું ગાજીરે.
જોઇ નીર્મળ ત્હારૂ નીર,        રેવા માજીરે.
દેવ વશીયા તારે તીર,        કહુછું ગાજીરે.
ઓરશંગજી આવે હડીયે,        રેવા માજીરે.
ભૂત નાસે ન્હાય તે ઘડીયે,        કહુછું માજીરે.
વેદંવ્યાસ કરે મનસુબા,        રેવા માજીરે.
સામે સુકદેવજી ઉભા,        કહુછું ગાજીરે.
આગે અનસોયા માત,        રેવા માજીરે.
છે ચોહીશા તેની ખ્યાત,        કહુછું માજીરે.
શુકલેશ્વરજી મહાદેવ,        રેવા માજીરે.
સઉ જાયે કરતા સેવ,        કહુછું ગાજીરે.

પુનમ કારતકની કહાવે, રેવા માજીરે.
મેળામાં બહુ જન આવે, કહુછું માજીરે.
જઈયે કન્યાળી ગામ, રેવા ગાજીરે.
શીવજી સોમનાથ છે નામ, કહુછું ગાજીરે.
રસ્તે વસીયા કરી મુકામ, રેવા માજીરે.
ભંડારી કુબેરનું ધામ, કહુછું ગાજીરે.
અંગારેશ્વર આગળ આવે, રેવા.
દર્શન કુંભેશ્વર ફાવે, કહુછું.
નાની ને પનોતી મોટી, રેવા.
થયાં દર્શન કરવા ખોટી, કહુછું.
સામી તીરે શંકર વસતા, રેવા.
હનુમંતેશ્વર ત્યાં હસતા, કહુછું.
ત્યાં ઘધડેશ્વર ઘણા ગાજે, રેવા.
દુધેશ્વર વળી બીરાજે, કહુછું.
કાળભેરવ વસેછે ઓંહે, રેવા.
હરણફાળ કોને ના ગાંઠે. કહુછું.
મોગરીનો આગળ ઘાટ, રેવા.
બેઠા સૌ ત્યાં ન્હાવા માટ, કહુછું.
સઉ સુરપાનેશ્વર જાતાં, રેવા.
ફરી દર્શન સુખીયાં થાતાં, કહુછું.
આવે અમોશ ચૈતર માંહ્ય, રેવા.

મેળો પણ ભરાય તાંહ્ય, કહુછું.
વળી રણછોડજી બીરાજે, રેવા.
કુંડ ભાનુમતીનો ગાજે, કહુછું.
તેમાં દેવ નદીને નામે, રેવા.
કુંડમાંથી જનમજ પામે, કહુછું.
સંગમ તુજ સાથે થાય. રેવા માજીરે.
જાત્રાળુ જન સઉ ન્હાય, કહુછું ગાજીરે;
વળી ગુફા સીતાતણી આવે, રેવા.
સઉ ત્યાં જઇ શીશ નમાવે, કહુંછું.
છે પાપ પુન્ય તણી કોઠી, રેવા.
નીશરણી સ્વર્ગની મોટી, કહુછું.
સૌ લોટેશ્વર જઇ આવો, રેવા.
કરી દર્શન સુખીયાં થાવો. કહુછું.
મનવાંચ્છીત પુરે કામ, રેવા.
કહે ઠક્કર, નરભેરામ, કહુછું.

---

ગરબો.

---

સારૂં સારૂંરે સુરત શહેરે, મુંબઇ અલબેલી. એ રાગ.

સદા સમરૂં સરસ્વતી માત, પરથમ ગુણ ગાતાં;
પો વાણી મા વિખ્યાત. પરથમ ગુણ ગાતાં.

ગરબો ગાઉ માતનો તું કરજે મુજને સ્હાયરે;
અલ્પમતીથી કાર્ય આરંભ્યું, તુજ કૃપાથી પૂર્ણ થાય.
સંવત ઓગણીસે ઈઠોતેરની સાલે, ભાદરવો વળી માસરે;
વદી ચઉદસે નર્મદા કોપ્યાં, જીવ્યાની શી આશ. પરથમ.
પ્રલ્લય કરવા કોપીયાંને, માત વીચારે મનરે;
વીંધ્યાચળને વીંધીનાખ્યો, રાતાં કરી લોચન. પરથમ૰
ચોદીશ લાગી ઘુમવાને, કરતી ક્રોધ અપારરે;
આકાશે ઉછાળે પાણી, હદથી નીકળી બ્હાર. પરથમ૰
ધરતી લાગી ધુજવાને, લોકતે નાઠા જાયરે;
બાળક લીધાં બાથમાં ને રડારોળ ત્યાં થાય. પરથમ૰
બંધ કરી સૌ બારણાં ને, ભરીયો સરવે વાસરે;
લાગ્યા જીવ લઈ નાસવા ને, માય ન મુખે શ્વાસ. પરથમ૰
બાધાને આખડીયો રાખે, થરથર ધુજે કાયરે;
સોપારી શ્રીફળ ચઢાવે, પડતા માતને પાય. પરથમ૰
પાયે લાગે માફી માગે, માજી કરતું મ્હેરરે;
પાપજ જાગ્યું પેલા ભવનું, વાળે છે શું વેર. પરથમ૰
શુલપાણેશ્વર સુધી આવી, મુકી મનની રીશરે;
મહાદેવનું માનજ રાખી, વળયાં નમાવી શીશ. પરથમ૰
ગુણ ગાઉ મા તાહરા, તું પુરજે મનની આશરે;
જાણી શરણે રાખજે, મા નરભો ત્હારો દાસ. પરથમ૰

## ગરબો.

ઉંદર કેર કરેછેરે, દુઃખડાં કોને જઇને કહીયે. ( એરાગ )
માજી મ્હેર કરોનેરે, હમને બાળ તમારાં જાણી:
પ્રીતે પાછાં વળોનેરે, રાખો રહેમ નીધામાં આણી. માજી૦
માતાયે ત્યાં મરજી કીધી, લાગ્યુ વગળવા પાણી;
પાપજ પુર્વનું પ્રગટેલું, વળી તે લાવ્યુ તાણી. માજી૦
એવામાં એક યવને આવી પ્રીતે પાણી ભરીયું;
ધરી રૂપ વીક્રાળ વળીમા, કાળ સરીખુ કરીયુ. માજી૦
સરકયો શેષજ સ્વર્ગથી, તે ગયો પાતાળે પેસી;
અંધારી આટાશે ઓઢી, સુર્ય ગયો ઘેર બેસી. માજી૦
ઇંદ્ર ઐરાવત લઇ નાઠો, શંકર નાઠા પળમાં;
વિષ્નુ લક્ષ્મીજી લઇ નાઠા,બ્રહ્મા નાઠા બળમાં. માજી૦
હીમત સર્વે હારી બેઠા, દેવતા લાગ્યા ડરવા;
સંન્યાસી થઇ નારદ નાઠા, માતની પુજા કરવા. માજી૦
માહેશ્વરી નગરમાં પેઠી, ગામનો રાજા ઝાલ્યો;
અાડભુત તે ખેંચીલાવી, ઘોચી ઓત્ર. ઘાલ્યો, માજી૦
શુલપાણીની શાહ્યજ માગી, આદીશ્વર થઇ ચાલી;
મોખડીને ગોરા બે લીધા, ઘઇડેશ્વર ખુબ મ્હાલી; માજી૦
કટકા કરીયા કોટનાને, ઘુમવા ચોદીશ લાગી;
મડી તો તરફડવા લાગી, ઘેર ઘેર હોળી જાગી. માજી૦

તલકવાડુ તોડીનાખ્યું, માંધરોળ લીધુ જોઇ;
મોટુ પણ છોટુ કરોનાખ્યું, લોક રહ્યાછે રોઇ. માજી૦
કોઇ માળે કોઇ છાપરે ને કોઇ ઝાડે જઈ ચઢીયા;
સઘળે પાણી ફરીવળયુમા, કર્મના દોષજ નડીયા. માજી૦
ઝણોર ઝાલ્યું ઝડપથીમા, ઢોર ધકેલી લીધાં;
કુંભનાથના દર્શન કરીને, કામજ કેવાં કીધાં. માજી૦
કેરજ કરવા કન્યાળીમાં, પાણી ત્યાં જઈ પેઠું;
પાધર કરીમા પોતે ચાલી, નાખ્યુ ઉખેડી હેઠું. માજી૦
માંડવાને મારગમાં મુકી, ચાંદોદ ચાલી ચીતે;
અનાજને ઉપાડી ચાલી, વાંણીઆઓને વીતે. માજી૦
શેખશાઇજીનાં દર્શન કરીમા, ઉતાવળથી ચાલ્યાં;
પાણી પેઠુ પોઇછામાં, કોઈથી નવ રહે ખાળયાં. માજી૦
નંદેરીયુ નખ જેટલુમા, તેપણ ઝડપી લીધું;
નારાયણ નરહુંડા જોઇ, નામ તેનુ ના દીધું. માજી૦
મલપતી માંલેથામાં પેઠી, ચોદીશ ઘેરો ઘાલ્યો;
દાનત ઘાલી દરીયાપુરમાં, પુરો દાટજ વાળયો. માજી૦
વેહેણમાં પડયા વ્યાસજી, પણ ડેરૂ દેવીયે રાખ્યું;
સુખદેવજીને શરમે મૂક્યા, બરકાલ બોરીનાખ્યું. માજી૦
ઝાંઝરમાં ઝાંઝર ખખડાવી, વરખડ ભેખડ અથડી;
જીનકેશ્વર આંચામાં જોઇ, પાછી આવી અથડી. :માજી૦
અનસોયા આનંદમાં રહેતાં, માતાને પાયે લાગી;

નાગેશ્વર અંબાલી જોઈ, આજ્ઞા ત્યાંથી માગી. માજી૦
સુંદરી સોભાગી ભાળી, કણુ જોયું જાવાદીધું;
મંડપ ભંડારેશ્વર જોઈ, પાણી વળીયુ સીધું. માજી૦
સીસોદરામાં સંચર્યાં મા, પાણી પછીથી આવ્યું;
સેન્યાપુર સુંઢાળો જોઇ, માજીને મન ભાવ્યું. માજી૦
અંગારેશ્વર આનંદ રાખી, માલશાર માંહી માણી;
અસામે જઇને અથડાણી, લીધુ રેલમાં તાણી. માજી૦
મહ્લારણુમાં મા ઝુઝતીને, ચાલે આનંદ કરતી;
પરતો જાણી પીરનો મા, દુઃખ હૃદયમાં ધરતી. માજી૦
પાણેથામાં પાધરી વાટે, પવન વેગે ચાલી;
દેશાઇને જઇ દુઃખજ દીધુ, મશાળયો મચ્છર ઝાલી. માજી૦
પાપી જાણી પ્રલય કરીયાં, ઘર તેનાં ધુળધાણી;
રાખ્યુ રણાપુર કોઠીયુને, વળી દેરોલી જાણી. માજી૦
હીરજી પરૂને ભુતીયુ વળી, જઇ કૃતે પોર પેઠી;
કાંચીરા કાણેશ્વર માંહી, મોજ કરવાને બેઠી. માજી૦
લીલોડ માંહી લીલુ કરીયુ, પાણી સઘળે પેઠું;
ઇંદોરને અકળાવી નાખ્યું ધારણ ઢાળયું એઠું. માજી૦
વાસણામાં વળતી વળીયાં, શેલુ ગામની વસ્તી;
હાઅરની હીમત રહી નહીં જોઈ જોઇ સામુ હસ્તી. માજી૦
આલમપુર પણ હાલી ઉઠયુ, માતતણા ત્યાં ધાકે;
સાગર નાથ સુવાડી દીધા, ચોદીશ વાગી હાકે. માજી૦

૪૨૭૩



આદીશ્વર આવી ઉભા, લીલાપુરમાં ખાળી;
કાકલપોરને વરવાણાની વેગે વાટો ઝાલી. માજી૦
કહમપુરીમાં કહમના મુકયો, લીધુ નહીં તે નામ;
ઝાઝાં મુકયાં ઝુલતાં મા, નાના મોટાં ગામ. માજી૦
કુંતનપુર કુબેરની તે, અડધી બાંટવી લીધી;
જાણે અજાણે જે યશુ પુરી પસ્તામણુ કીધી. માજી૦
રાખ્યુ રૂઠન જાળીયુ મા, રાખી તેપર રહેમ;
બાલોદ બાલો મારીયો, રડતા લોકો રહે કેમ. માજી૦
ઓવારો ઉભરાવી ચાલી, માજી ઉતર્યાં પાર;
રામેશ્વર જોઈ રીઝીયાં રાખ્યો માજીયે ભાર. માજી૦
પોરમાં પાણી પરવર્યું ને ત્યાં જઇ જોઈ છેખેતી,
જમીનમાં વાવેતર નાખી ફેરવી ઉપર રેતી. માજી૦
ઝણોરમાંમા જઇ ચડયાં, અતીઘણાં મન હરખી;
ચૌટુ ચોકને ગલીકુંચી, સઘળાં લીધાં નરખી. માજી૦
ધર્મશાળા ધોઇને નાખી, માજી ધશમશી ધાયાં;
નરખ્યું નીકોરાને જઈને, ઝટલઈ તેને ન્હાયાં. માજી૦
કબીરવડના બેટમાંહી, માજી રણ રચાવ્યું;
શુકલતીર્થમાં જઇ અડીયાં, પુરૂ જંગ મચાવ્યું. માજી૦
શંકર ડેરૂ સાચવીરાખી, ગાંમને આખુ ઘેર્યું-
રૂપા રેલજઈ રેલીયાં મા, ભુડચો સાથે ભેર્યું. માજી૦
ઝાડેશ્વર ઝટ ઝાપટયુને ખોડ ભૂલાવી માયે;

દશા સમેધના પરતાપે, દર્શન કરીને જાયે. માજી૦
પરામાં થઈ પરવર્યાંને, શહેર માંહી સંચરીયાં;
ભાંગ્યા ભરૂચના કાંગરાને ઠામ બહુ ત્યાં કરીયાં. માજી૦
શેરીયે શેરીયે સંચરેમા, દોડી દોડી ઝાલે;
ગુજરીના ઘાટે આવીને શીક્ષા સર્વને આલે. માજી૦
કતાપોર જઇ કોટને મા, ચુંટી ચોદીશ નાંખ્યો;
કુરજે ચઢીને ફાંફાં માર્યાં, નજરે સર્વે રાખ્યો. માજી૦
દરીયાને મળવાને ચાલી, દેવી સીધી વાટે;
રસ્તામાં જે સામુ આવે, તેનો ઘડતી ઘાટે. માજી૦
પીંગળને બીંગળ નવજાણુ, કાવ્ય કરી નવજાણું;
જેવાતેવા માજી તાહરા, મુખે ગુણ વખાણું. માજી૦
પ્રત મળી એક પાડોશીની, તેપરથી ગુણગાયા;
ઠામ અને ઠેકાણું નમળે, વાંચીને પસ્તાયા. માજી૦
ખોડ અને ખાંપણ જે લાગે, સુધારી સઉ લેશો;
ઠક્કર નરભેરામજ કહે છે, પછીથી મુજને કહેશો. માજી૦

---

## સતી નર્મદાની આરતી.

---

જયમાત જયમાત દેવી, નર્મદા તું સાચી. દેવી૦
જગમાં ત્હારી ખ્યાત, (૨) સઘળે રહી રાચી. જયમાત૦
નાની વયમાં માત દેવી, પીતા પરહરીયાં. દેવી૦

વનમાં જઇ તપ માંડયુ (૨) કષ્ટ શકુન કરીયાં. જયમાત૦
તપતણા પરતાપ દેવી, ધરતી ખુબ ધુજે. દેવી૦
ડરવા દેવજ લાગ્યા (૨) યુકિત નવ સુઝે. જયમાત૦
આવેને વળી જાય દેવી, સ્વર્ગ માંનું જાતે. દેવી૦
તે જગ્ગો કરતા સુદ્ધ, (૨) દેવતણા હાથે. જયમાત૦
વીચારી મનમાંહ્ય દેવી, ઈંદ્રને તુ પુછે. દેવી૦
જગ્યો કરો પવીત્ર, (૨) કારણ તે શું છે. જયમાત૦
અશુદ્ધ આછે કાય દેવી, સ્વામી વીણતારી. દેવી૦
પુંજે જઇને પાય, (૨) પતી સેવા સારી. જયમાત૦
મૃત્યુલોકની માંહ્ય દેવી, પતી જોતાં જડીયો. દેવી૦
અંધ અને વળી રોગી, (૨) ક્રોધી ખુબ મળીયો. જયમાત૦
નેકટેક એક રાખી દેવી, પતી સેવા કરતી. દેવી૦
સુદ્ધ પતીવ્રત પાળે, (૨) શીક્ષા શીર ધરતી. જયમાત૦
જાત્રા જાવા માટ દેવી, ઉંચકી નાથ ચાલી. દેવી૦
સાધુ શુળી ચઢીયો, (૨) પૂર્વ પાપે આલી, જયમાત૦
અંધતણો અઢસેલો દેવી, સાધુને વાગ્યો. દેવી૦
સાધુએ આપ્યો શ્રાપ, (૨) ભય અતી લાગ્યો. જયમાત૦
ઉગતાં પ્રાતસકાળ દેવી, પ્રાણ જરૂર જાશે. દેવી૦
સુણી સ્વામીનો ક્લેશ, (૨) ગતી કેવી થાશે. જયમાત૦
મર્ણ ન પામે માટ દેવી, આરાધન કરીયું. દેવી૦
સ્વામીને સુખ કરવા, (૨) ધ્યાન સુર્ય ધરીયું. જયમાત૦

રાત દીવસ સ્થંભાવ્યો દેવી, ઉગતો તેં રાખ્યો. દેવી૦
અનસોયાએ આવી, (૨) મુખમાંહીં નાખ્યો. જયમાત૦
સ્વામી સજીવન કરીયો દેવી, પૂર્ણ તપ તાહારૂં. દેવી૦
અંધને ચક્ષુ મળીયાં, (૨) સુખપામી સારૂં. જયમાત૦
આરતી ત્હારી માત વી, જે કોઇ ગાશે. દેવી૦
કહે ઠક્કર નરભેરામ (૨) સુખીયો તે થાશે. જયમાત૦

નર્મદાષ્ટક.

શ્રીગણેશાયનમઃ ॥ સબિંદુ સિંધુ સુસ્ખલં તરંગ ભંગરંજીતમ્. ॥ દ્વિષત્સુપાપ જાત જાત કારિ વારિ સંયુતમ. ॥ કૃતાંત દૂતકાલ ભૂત ભીતીહારિવર્મદે, ॥ ત્વદીય પાદ પંકજ નમામી દેવી નર્મદે, ॥ ૧ ॥ ત્વદં બુલીન દીન મીન દિવ્ય સંપ્રદાયકં. ॥ કલૌ મલૌઘ ભાર હારી સર્વ તીર્થ નાયક. ॥ સુમત્સ્ય કચ્છ નક્ર ચક્ર વાક ચક્ર શર્મદે. ॥ ત્વદીય પાદપં૦ ॥ ૨ ॥ મહા ગંભીર નીરાંપૂર પાપધુત ભૂતલં.॥ ધ્વનત્સમસ્ત પાતકારી દારી તાપદા ચલમ. ॥ જગલ્લયે મહાભયે મૃકંડુ સૂનુ હર્મ્યદે. ॥ ત્વદીય પાદપં. ॥ ૩ ॥ ગતં તદૈવમે ભયં ત્વદંબુ વિક્ષિતંયદા. ॥ મૃકંડુ સૂનુ શૌનકા સુરારિસેવિ સર્વદા. ॥ પુર્નભવાબ્ધિ જન્મજંભવાબ્ધિ દુઃખ વર્મદે. ॥ ત્વદીય પાદપં. ॥ ૪ ॥ અલક્ષ લક્ષકિન્નરા મરા સુરાદિ પુજીતં. ॥ સુલક્ષ નીર તીર ધીર પક્ષિ લક્ષકુજીતમ, ॥ વશિષ્ટ શષ્ટ પિપ્લાદિ કર્દમાદિશર્મદે, ॥ ત્વદીય

પાદપં. ॥ ૫ ॥ સન્તકુમારના ચિકેત કસ્યપાત્રિ ષટ પદૈ, ॥ ધૃતં ત્વકીય માનસેસુ નારદાદિષટ પદૈ, ॥ રવી દુરંતિ દેવ દેવ રાજ કર્મ શર્મદે, ॥ ત્વદીય પાદ ॥ ૬ અલક્ષ લક્ષ લક્ષ પાપ લક્ષસાર સાયુધં, ॥ તતસ્તુ જીવજંતુ તંતુ ભુકિત મુકિત દાયકમ, ॥ વિરિંચિવિષ્ણું શંકર સ્વકીય ધામ વર્મદે, ॥ ત્વદીય પાદ. ॥ ૭ ॥ અહો મૃતંસ્વનંશ્રુતં મહેશ કેશ જાતટે, ॥ કિરાત સુત વાડવેશુ પંડિતે શઠે નટે, ॥ દુરંત પાપ તાપ હારિ સર્વ જંતુ શર્મદે, ॥ ત્વદીય પાદ. ॥ ૮ ॥ ઇદંતુ નર્મદાષ્ટક ત્રિકાલ મેવયે સદા, ॥ પઠંતિ તે નિરંતરં નયાંતિ દુર્ગતિ કદા, ॥ સુલભ્ય દેહ દુર્લભં મહેશ ધામ ગૌરવં, ॥ પુનર્ભવા નરા ન વૈવિલો કયંતિ રૌરવમ, ॥ ૯ ॥ ઇતિ શ્રી મચ્છંકરા ચાર્ય વિરચિતં નર્મદાષ્ટક સ્તોત્રં સંપૂર્ણમ. ॥

સમાપ્ત.

# જાહેર ખબર.

| | |
|---|---|
| રશીક, સુંદર, રામ—લીલા | બેઆના |
| રશીક, સુંદર, કૃષ્ણ—લીલા | બેઆના |
| ફતેશીંહ—વિરહ | એકઆનો |
| ભજન—સંગ્રહ | એકઆનો |
| ચુરણનાં ચટકાં | એકઆનો |

ઉપર લખેલી પાંચે ચોપડી શામટી ખરીદ કરનારની પાસેથી ચાર આના લેવામાં આવશે.

વ્હેપારીને સારૂં કમીશન આપવામાં આવશે.

શીવાય ઘણી જાતનાં પુસ્તકો હમારી દુકાનેથી મળશે.

બુકસેલર, ઠક્કર, ત્રિભોવનદાસ નરભેરામ,
શિગામવાળા, હાલ, મુકામ, વડોદરા,
ખંડેરાવ માર્કીટ.